



શ્રી આર્યનૈતિકનાટકસમાજ

પુત્રરત્ન

# પુંડલીક.

## નાટક—ગાયનો.



પ્રયોજક તથા પ્રકાશક.

શાહ નકુભાઈ કાલુભાઇ.

શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

હાલ સુરત-પ્રિન્સેસ થીએટર



ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસ ભાગાતળાવ-સુરત.

કીંમત ૦-૨-૦ આના.

# શ્રી આર્યનૈતિક નાટક સમાજ.

પુત્રરત્ન

# પુંડલીક

## નાટક—ગાયનો.

પ્રયોજક તથા પ્રકાશક

શાહ નકુભાઈ કાળુભાઈ

શ્રી આર્યનૈતિક નાટક સમાજ.

હાલ પ્રીન્સેસ થીએટર—સુરત



સુરત ભાગાતળાવ રોડપર આવેલા ધી "સંદેશ" પ્રીન્ટીંગ પ્રેસમાં
રતિલાલ દુર્લભદાસે છાપી.



આવૃત્તિ પહેલી. પ્રત ૨૦૦૦

ઇ. સ. ૧૯૧૫. વિ. સં. ૧૯૭૧



કીંમત રૂા. ૦—૨—૦ (બે આના.)

# પ્રસ્તાવ.

## " काव्येषु नाटकं रम्यः "

સૂર્યપુત્રી તપસ્વીની તાપીદેવીના તીરપર શોભતાં સૃષ્ટિના નંદનવન સમાન સુરમ્ય પ્રદેશમાં શ્રી પરમાત્માને નામે પરમ ધાર્મિક પિતૃભકત પુત્રરત્ન પુંડલીકના પરમ પવિત્ર નાટય પ્રયોગના આ નવી નાટય સમાજ સાત્વિક સાજ સહિત આજ **બીજ નિક્ષેપ** કરે છે. સુરતની સાહિત્ય વિલાસી, સાત્વિક પ્રકૃતિ પ્રધાન, ગુણગ્રાહી પ્રજા તાપીમાતાની તરંગલીલા સાથે પોતાના હૃદયની પ્રેમ સરિતામાં અસ્ખલિત વહેતા ઉત્સાહ તરંગોનું જળ સીંચન કરી અમારા યથા-શાકત કરેલા આ પ્રથમ યત્નને પવિત્ર પ્રેમાંકુરથી દીપાવશે. એવી પૂર્ણ શ્રદ્ધા છે.

અને ઇષ્ટ પરમાત્મા પણ આ ભકિત પ્રયોગ રૂપ પ્રથમ મંગલને સ્વીકારી અમારી માંગલીક પ્રવૃત્તિને આગળ વધારી સૃષ્ટિમાં સુપુત્રો અને ભકતોની વૃદ્ધિ કરી પોતાની આ વિશ્વવાટિકાને પણ સાર્થકતાના વસંત વિકાસ વડે દીપાવશે. એવી શ્રીચરણમાં અમને સંપૂર્ણ શ્રદ્ધા છે. ન્હાને માથે મ્હોટી પાઘડી મૂકવનું અમને યોગ્ય લાગતું નથી. માટે પ્રસ્તુત પ્રયોગ વિષયક કંઇપણ ઉચ્ચાર ન કરતાં ત્હેની કસોટીનું કાર્યપરીક્ષક પ્રેક્ષક વર્ગને સોંપી પ્રથમ પ્રયાસ હોવાથી નીરક્ષીર ન્યાયે સાર સાર ગ્રહણ કરી, અસાર રૂપ જણાય તે વિસ્મૃતિની ગુહામાં વિલીન કરી અમારા પ્રેમની પૂજાને પ્રેમની આંખે સ્વીકારવાની પ્રાર્થના કરીએ છીએ. ઇત્યલમ્.

કૃપાકાંક્ષી સ્નેહાધીન.

**માલેકઃ—શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.**

# પુંડલીક નાટકનાં મુખ્ય પાત્રો.



## પુરૂષ પાત્રો.



શ્રી વિષ્ણુ... ... ... ... ...વૈકુંઠાધિપતી.
પુંડલીક... ... ... ... ...લોહદંડ નિવાસી એક પિતૃ-ભકત બ્રહ્મ સંતાન.
શાંતિરામ... ... ... ... ...તેનો પિતા.
સત્યયુગ... ... ... ... ...ધર્મ પ્રવર્ત્તક યુગ.
કળિયુગ... ... ... ... ...અધર્મ પાપ પ્રવર્ત્તક યુગ.
નારદ... ... ... ... ... ...શ્રી વિષ્ણુ ભગવાનના પરમ ભકત બ્રહ્મર્ષિ.
જયેષ્ટારામ... ... ... ... ...સુરાસેવી દુરાચારી બ્રાહ્મણ.
ગંગારામ... ... ... ... ...તેનો પુત્ર.
જયશંકર... ... ... ... ...ગંગારામનો પુત્ર.
મુગટસ્વામી... ... ... ...પિતૃ ભકત મહાત્મા.
રાઘવદાસ... ... ... ... ...એક કાસદ.
સુખારામ... ... ... ... ...એક વણિક.



## સ્ત્રી પાત્રો.



લક્ષ્મીજી... ... ... ... ...શ્રી વિષ્ણુનાં પત્નિ.
ઉર્મિયા... ... ... ... ...પુંડલીકની માતા.
વિજયા... ... ... ... ...પુંડલીકની સ્ત્રી.
ગંગા
યમુના } ... ... ... ...નદીઓ.
સરસ્વતિ
ચંપા... ... ... ... ... ...પતિત પુંડલીકનું પ્રેમપાત્ર.
ગુણિયલ... ... ... ... ...ગંગારામની સ્ત્રી.
લલિતા... ... ... ... ...સુખારામની સ્ત્રી.

તદુપરાંત જમાદાર, પોલીસ, જુગારીઓ, નદીઓ, સખીઓ, દેવ દેવીઓ, દાસીઓ, વિગેરે વિગેરે.



ૐ

# तत्सत् परमात्मने नमः

# પુંડલીક નાટકનો ટુંક સાર.



## અંક પહેલો.



પ્રવેશ-૧—મંગલાચરણ-વસ્તુસુચન, સદ્ધર્મ અને સત્સંગની બલિહારી.

પ્રવેશ-૨—સત્યયુગ અને કલિયુગનો વાદવિવાદ નારદનું આગમન, બંન્નેને ઉત્તેજીત કરી પોતપોતાના બળની કસોટી કરવા માટે લોહદંડ ક્ષેત્રના નિવાસી સંસ્કારી માતા પિતાના પિતૃભક્ત પુત્ર **પુંડલીકની** પરિક્ષા કરવા માટે બન્નેને વિદાય કરવા.

પ્રવેશ-૩—પુંડલીકનાં માતા પિતા શાન્તિરામ અને ઉમિયા સંસારની અસારતા વિષે વાતચિત કરતાં સાધુસમાજ સહિત દાખલ થાય છે. ગર્વવર્ધક લક્ષ્મી કરતાં સાદાઇ અને ગરિબાઇનો મહિમા ગાય છે, પાછળથી કલિયુગની છાયા પ્રવિષ્ટ થતાં

પલટાઇ ગયેલો પુંડલીક દાખલ થાય છે, પોતાના ઘરમાં સાધુઓને જોઇ છેડાઇ જાય છે તેમનું અપમાન કરે છે. પિતાપુત્ર વચ્ચે વિવાદ થાય છે. છેવટ માતા પિતાના સદુપદેશને ન ગણકારતાં તેમને તેમજ સાધુઓને હડધૂત કરી ઘરમાંથી કહાડી મૂકવા તત્પર થાય છે. એટલામાં પુંડલીકની શીયળવતી પત્ની વિજયા પ્રવેશ કરીને પોતાના પતિને આવા અધર્માચારથી વારે છે. માતા પિતાના ઉપકારોનું વર્ણન કરે છે. તેના તરફ લેશપણ લક્ષ ન આપતાં પૂજ્ય વડિલોનું વિશેષ અપમાન કરી ઘરમાંથી કહાડી મૂકે છે.

**પ્રવેશ-૪**—કાતરીયાં ગેપ શાસ્ત્રી જ્યેષ્ટારામ બ્રહ્મચર્યનો મહિમા ગાતા દાખલ થાય છે. કાસદ રાઘવદાસ ત્હેના પુત્ર ગંગારામે એક સ્વજાતિની સુંદરી સાથે લગ્ન કીધાં ત્હેના સમાચારનો પત્ર લાવે છે. શાસ્ત્રીજી તેની સાથે શાસ્ત્રાર્થમાં ઉતરી પડે છે. છેવટે રાઘવદાસને પુષ્પાંજલિ આપીને નસાડી મૂકે છે. પત્રની હકીકતથી છેડાઇ પુત્રને અપરાધનું ભયંકર શાસન આપવા વિદાય થાય છે.

**પ્રવેશ-૫**—શાસ્ત્રીનો પુત્ર ગંગારામ પોતાની પત્ની ગુણિયલ સાથે પોતાના બ્રહ્મચર્યના હિમાયતી પિતા તરફથી પોતાનાં સાહસિક લગ્નો માટે જે પૂજા-પાંતરી મળવાની છે તેની ચિંતામાં છે. એટલામાં બુઢ્ઢાના મનનું સમાધાન કરવાનું તેમનો નાનો છોકરો બીડું ઝડપે છે. પુરાણી દાદા સાથે

છોકરાનો હાસ્યવિનોદ. વાતવાતમાં છોકરો પોતાના માતા પિતાને પ્રકટ કરે છે, જયેષ્ઠારામ તેમનાપર છેડાય છે, છેવટે પોતાના રમકડાં જેવા પૌત્રને રમાડી શાસ્ત્રીજી સંતોષ માની લે છે.

પ્રવેશ–૬—ભષ્ટાચરમાં ઉતરી પડેલા પોતાના પતિ માટે વિજયા અફસોસ કરતી દાખલ થાય છે. પતિને પઠવેલા પત્રનો પ્રત્યુત્તર મેળવવા ઇંતેજાર જણાય છે એટલામાં દાસી આવીને પુંડલીકે તેનો પત્ર વગર વાંચે વેશ્યાપર ફેંકી દીધો અને વેશ્યાએ ટુકડે ટુકડા કરી ને અપમાન સહિત કાઢી મૂકવાની હકીકત જણાવી. પતિના દુરાચાર સાંભળી અફસોસ કરતી વિજયા તેને સુધારવાને વેશ્યા ભુવન તરફ જવાને તૈયાર થાય છે. દાસી એ વિકટ પ્રસંગે વિશેષ સાવચેતી રાખવાની ભલામણ કરે છે

પ્રવેશ–૭—વેશ્યામન્દિરમાં સંગીતના સુર સાંભળતો અને મદ્યપાન કરતો પુંડલીક મસ્ત દશામાં બેઠો છે. એટલામાં અચાનક **વિજયા** દાખલ થાય છે આ દેખાવ જોઇને ચમકી ઉઠે છે. નિશાના જોરમાં પુંડલીક વિજયાને મદ્યપાન કરવાનું આમંત્રણ કરે છે. **વિજયા** પોતાના પતિને ધર્મોપદેશ આપે છે, વેશ્યાની ઉશ્કેરણીથી પુંડલીક તેનો તિરસ્કાર કરી કાઢી મુકે છે. વેશ્યા **ચંપા** પુંડલીકને વિજયાનું ખુન કરવા ઉશ્કેરે છે. પુંડલીક ક્રોધાવેશમાં ચાલ્યો જાય છે **ચંપા** આવા મૂર્ખશિરોમણિ લંપટ પુરૂષોનું પાછળથી ઉપહાસ કરે છે.

**પ્રવેશ-૮**—વિજયાનું ઘર. વેશ્યાગામી પતિને હાથે થયેલા અપમાનને માટે વિજયાનો શોક. દાસીનો દિલાસો, અને થોડા વખત નિદ્રાદેવીને ખોળે આરામ લેવાની ભલામણ કરે છે **વિજયા** પલંગ પર સુઇ જાય છે **પુંડલીક** ત્હેનું ખૂન કરવા દાખલ થાય છે. સૂતેલી સતીના તેજ્નેબળ આગળ ઝાંખો પડી પાછો હઠે છે તેને પાણી ચઢાવી કામ પાર પાડવા **ચંપા** આવી પહોંચે છે. **પુંડલીક** અને **ચંપા** વચ્ચે **વિજયાને** જીવતી છોડવા સબંધે રકઝક, છેવટ **પુંડલીક** વિજયાને જગાડી **ચંપાને** પગે પડી માફી માંગવા આજ્ઞા ફરમાવે છે, **વિજયા** આ અણઘટતી માંગણીનો અસ્વીકાર કરે છે, છેવટ સ્વામીની હઠને વશ થઇ વેશ્યાને ચરણે પડી માફી માંગે છે.

**પ્રવેશ-૯**—શાસ્ત્રીનું ઘર. જ્યેષ્ઠારામ શાસ્ત્રીનું તાડીપાન. પછી પોતાના નાના પૌત્રને પણ આ શુભ (!) કાર્યમાં સામેલ કરે છે. એટલામાં તેનો પુત્ર ગંગારામ દાખલ થાય છે. પિતાનું પરાક્રમ જોઇ ગભરાય છે, ઉશ્કેરાય છે, શાસ્ત્રીજી તેને મદિરાપાનનો મહિમા સમજાવે છે શ્રોતાઓ આવે છે. શાસ્ત્રીજી કથામૃતનું પાન કરાવે છે (!) કથા પુરી થયા પછી લલિતા પોતાના પતિને ધંધામાં નુકશાન લાગ્યું હોવાથી સ્થિતિ સુધારવા ઉપાય પુછે છે. શાસ્ત્રીજી અનીતિનો ઉપદેશ આપે છે. ભ્રષ્ટાચારની માંગણી કરે છે. લલિતા તેનો તિરસ્કાર કરે છે. એકાંતનો લાભ લઇ શાસ્ત્રી

૫૪૭૩



તેને સપડાવે છે. બીજે દીવસે પોતાને ત્યાં આવવા આમંત્રણ કરી પાપીના પંજામાંથી છટકી જાય છે.

પ્રવેશ-૧૦-જુગારખાનું. પુંડલીક, શાસ્ત્રી, અને બીજા જુગારીઓ પાસા ખેલે છે. ચંપાની જુગાર જાળમાં પુંડલીક બધું હારી જાય છે. **ચંપા** પાસે દાવ મુકવાને દાગીનાની માંગણી કરે છે. **ચંપા** તિરસ્કાર સહિત એ માંગણી ના મંજુર કરે છે. **ચંપા** અને **પુંડલીક** વચ્ચે ટપાટપી, **પુંડલીક** ઉશ્કેરાઇને **ચંપાનું** ખુન કરવા ધસે છે, જુગારખાનામાં ઘોંઘાટ, પોલીસ, પાછળ રહેલા શાસ્ત્રી ખુની તરીકે પકડાય છે.



# અંક બીજો.



**પ્રવેશ-૧**—પતિની દુર્ગતિ માટે સતી વિજયા અફસોસ કરે છે, એટલામાં દાસી આવીને જુગારખાનાની હકીકત જણાવે છે. ઘરબાર જીતનારા જુગારીઓ દાખલ થાય છે. ઘરનાં ખતપત્રો બતાવી મકાન ખાલી કરી જવાની સૂચના આપે છે. **વિજયા** ધીરજથી આવી પડેલી આફતને માથે ઉઠાવે છે અને ઘર ખાલી કરી પતિની શોધમાં યોગીવેશે નીકળી પડે છે.

**પ્રવેશ-૨**—મહાત્મા મુગટસ્વામીના આશ્રમ પાસે વનપ્રદેશમ પુંડલીક પોતાની સ્થિતિનો વિચાર કરે છે. ત્યાં ગંગા, સ **સ્વતી** અને **યમુના** સ્ત્રી વેશે દાખલ થાય છે. પુંડલીક તેમના રૂપથી મુગ્ધ થઇ કામ યાચના કરે છે, સરિતા દેવીઓ તેનો તિરસ્કાર કરી **મહાત્મા મુગટસ્વામીનો** મહિમા સમજાવે છે. પુંડલીક તેમની મશ્કરી કરે છે. સતીઓ તેનો તિરસ્કાર કરી વિદાય થાય છે. પુંડલીક તેમની પાછળ જાય છે.

**પ્રવેશ-૩**—શાસ્ત્રીનું મકાન, **ગંગારામ** અને **ગુણિયલ**નો સંવાદ શાસ્ત્રીની સાથે જમાદારનું આગમન, શાસ્ત્રી પોતાના પુત્રને કેદની કથા કહી સંભળાવે છે. એકાએક પાદ

આવતાં વચન આપી ગયેલી લલીતાને પત્ર લખવા તૈયાર થાય છે. એટલામાં ગંગારામ ભોજનને માટે તેને બોલાવવા આવે છે, શાસ્ત્રી તેને લલિતા ધારી ભેટી પડે છે, પાછળથી પુત્ર નજરે આવતા લજવાય છે.

**પ્રવેશ-૪—મુગટસ્વામી**નો આશ્રમ. સ્વામી પોતાના પૂજ્ય પિતાની સેવા કરે છે એટલામાં સરિતા દેવીઓ તેમને સ્નાન કરાવવા આવી પહોંચે છે. પુંડલીક ત્યાં આવીને સ્વામીનો તિરસ્કાર કરે છે. બન્નેનો વાર્તાલાપ. **પુંડલીક**ની પાપવૃત્તિનું કારણ પિતૃભક્તિના તપોબળથી જાણીને **મુગટસ્વામી** કળિયુગને શાપ આપવા તૈયાર થાય છે. કળિયુગ પ્રત્યક્ષ થઇને દયા માંગે છે સત્યયુગ પણ હાજર થઇને કળિના રક્ષણની પ્રાર્થના કરે છે. એથી સ્વામી તેને જવા દે છે. કળિની છાયા દૂર થવાથી પુંડલીક એકાએક સુધરી જાય છે, પોતાના પાપાચારનો પશ્ચાતાપ કરે છે, સ્વામી તેને આશ્વાસન આપે છે. પુંડલીક આપઘાત કરવા તૈયાર થાય છે. **મુગટસ્વામી** તેના મનનું સમાધાન કરે છે.

**પ્રવેશ-૫**—સુખારામનું ઘર. **સુખારામ** પોતાની સ્ત્રી **લલિતા**ની પ્રસંશા કરે છે. **લલિતા** જ્યેષ્ટારામ શાસ્ત્રીના પ્રપંચની હકીકત જાહેર કરે છે. એટલામાં પત્થર સાથે બાંધેલો પત્ર મળે છે. પુરાણીનો પત્ર વાંચી **સુખારામ** ગુસ્સે થાય છે, **ગંગારામ** આવીને પોતાના પિતાને શીકસ્ત

આપવાની યુક્તિ સમજાવે છે. સ્ત્રી વેશે સીટી વગાડી સંકેતથી શાસ્ત્રીને અંદર બોલાવે છે. સ્ત્રીવેશધારી ગંગારામ પાસે શાસ્ત્રી સ્નેહની માંગણી કરે છે. એટલામાં સુખારામ આવીને બારણું ઠોકે છે. શાસ્ત્રી ગભરાય છે. ગંગારામ તેને ગધેડાના ચામડામાં છૂપાવે છે. સુખારામ અંદર આવીને ગધેડાપર પ્રયોગ ચલાવે છે ગંગારામ અને શાસ્ત્રીનો ભેદ ફુટી જાય છે.

પ્રવેશ-૬—વનપ્રદેશ. **વિજયા** પતિની શોધમાં, પુંડલીકનો મીલાપ, ક્ષમા યાચના, માતાપિતાને મલવા બન્ને વિદાય થાય છે.

પ્રવેશ-૭—ગંગાતીરે **શાંતિરામ** અને **ઉમિયા**, અસ્તોદયનાં ઘટચક્ર વિષે વાતચિત કરે છે, ત્યાં **વિજયા** અને **પુંડલીક** આવી પહોંચે છે. **પુંડલીક**નો પશ્ચાતાપ. પિતૃભક્તિનો પુનરૂદ્‌ભવ !!! પુંડલીકની ક્ષમાયાચના અને માતા પિતાનું શાન્તવન.



# અંક ત્રીજો.



**પ્રવેશ-૧**—વનપ્રદેશ, પુંડલીક પિતા માતા સહિત પ્રભુસ્તુતિ કરતો બેઠે છે, આગળના પાપાચાર માટે પશ્ચાતાપ કરે છે, તેના પિતા માતા આ સુધરેલી સ્થિતિ પ્રત્યે સંતોષ બતાવે છે. અને તીર્થયાત્રા કરવાની ઇચ્છા દર્શાવે છે, એટલામાં પાપનો પશ્ચાતાપ કરતી ચંપા દાખલ થાય છે, બેહાલ હાલતમાં પાણી-પાણી કરતી તરફડતી બેભાન થાય છે, **વિજયા** તેને ઓળખે છે, દયા ખાય છે, **ચંપા** ક્ષમા માંગે છે. **વિજયા** પતિવ્રત્ય પ્રભાવે ત્હેના પાપ અને દુઃખનું પરિમાર્જન કરે છે,

**પ્રવેશ**—૨—દુઃખી શાસ્ત્રી પોતાની સ્થિતિનો અરણ્ય પ્રદેશમાં અફસોસ કરે છે, **નારદનું** આવવું. **શાન્તિરામ** અને **નારદની** રકઝક **પુંડલીક** સંબંધી વાતચિત. **નારદરૂષિ** શાસ્ત્રીને **પુંડલીકનો** આશ્રમ બતાવે છે.

**પ્રવેશ-૩**—વિષ્ણુલોકમાં દેવબાળાઓ **લક્ષ્મીનો** મહિમા ગાય છે. લક્ષ્મી ફુલાય છે, **ભક્તિ મુક્તિ** કરતાં પોતાનો શ્રેષ્ઠ દાવો જાહેર કરે છે. વિષ્ણુનું આગમન, ભક્તના **તેજોબળનું દર્શન, ભક્તનો મહિમા સાંભળી લક્ષ્મીને** ચઢટેલો રોષ, ત્હેની કસોટી કરવાની તૈયારી **નારદનું**

આગમન, નારદ વિદ્યાનો પ્રયોગ, ભકતની કસોટી માટે પુંડલીકનાં માતા પિતાને માયાવી સર્પનો ડંશ કરાવી પિતૃભકિતની પરિક્ષા કરવાની સૂચના, લક્ષ્મીજીનું ધારેલા કાર્ય માટે પ્રયાણ.

પ્રવેશ-૪—અરણ્યપ્રદેશમાં જ્યેષ્ટારામ પુંડલીકનો આશ્રમ શોધતો દાખલ થાય છે. સાધુ વેશમાં પુંડલીકનાં દર્શન, તેમના વચ્ચે ભકિત સંબંધી ચર્ચા, પિતૃસેવાના ફળથી પુંડલીકને હાથે જ્યેષ્ઠારામની સુધારણા. મિત્રમહિમા, સદાચાર ધારણ કરવાની જ્યેષ્ટારામની પ્રતિજ્ઞા અને પ્રયાણ.

પ્રવેશ-૫—પુંડલીક પિતામાતા સહિત તીર્થયાત્રા કરતો સંધ્યાકાળે જંગલમાં આવી પહોંચે છે. તેના પાછળ પાછળ લક્ષ્મીજી પણ આવે છે, પોતાનું અભિમાન વ્યકત કરે છે, માયાવી સર્પ બનાવી, ત્હેના ડંશ વડે **શાન્તિરામ** અને **ઉમિયાના** પ્રાણ હરી લે છે, પુંડલીક પિતાની ચીતાપર ચ્હડી પિતૃભકિતનું પ્રત્યક્ષ પ્રમાણ આપવા તત્પર થાય છે, **વિજયાને** કાષ્ટ વિણવા મોકલે છે, પાછળથી **લક્ષ્મી** યોગી વેશે દાખલ થાય છે, પુંડલીકની પરિક્ષા કરે છે, પોતાનું આયુષ્ય પિતા માતાને સમર્પિ સુપુત્ર પુંડલીક મૃત્યુ સ્વીકારે છે. **ઉમિયા** અને **શાન્તિરામ** જાગ્રત થાય છે, **વિજયા** કાષ્ટ સહિત આવે છે. વિચિત્ર ઘટના જોઇ આશ્ચર્ય પામે છે. શીયળ પ્રભાવે લક્ષ્મીની લીલા જાણી યોગીરાજને ઉઘાડા પાડી પતિવ્રત્ય પ્રભાવે પોતાના પતિને પુનઃ સજીવન કરે છે.

પ્રવેશ ૬—વિષ્ણુભગવાન પિતૃભક્તિ અને પતિભક્તિનો મહિમા વર્ણવે છે, ધારણામાં નિષ્ફળ થયેલા લક્ષ્મીજી ક્રોધાયમાન થઇને પાછા આવે છે. પતિ પત્ની વચ્ચે પ્રણય કોપ ભર્યો સંવાદ. **વિષ્ણુભગવાન** ઉપર ,આક્ષેપ. ભકતપરિક્ષાનો નવો પ્રયોગ. છમાસની ઘોર નિદ્રામાં **પુંડલીક**નાં માતા પિતાને લીન કરી પિતૃભકતની અચળ ટેકની કસોટી કરવા માટે બન્નેનું પ્રયાણ.

પ્રવેશ–૭—અરણ્ય પ્રદેશ. **પુંડલીકનાં** માતાપિતા માયાના આવરણુથી ગાઢ નિદ્રામાં પડેલાં છે, **વિજયા** અને **પુંડલીક** તેમની સેવા કરે છે. **વિષ્ણુ** અને **લક્ષ્મીનું** પ્રાકટય, પિતામાતાની તુલનામાં સાક્ષાતૂ **વિષ્ણુ લક્ષ્મા**ની પણ ઉપેક્ષા કરનારો વીરપુત્ર **પુંડલીક** કસોટીમાં અચલ રહે છે. વિશ્વ વિધાતા **વિષ્ણુ** અને જગત માતા **લક્ષ્મી** પ્રસન્ન થઇ વર આપે છે, પિતૃભકિત લીન **પુંડલીક** તેમના દર્શનનો પણ અસ્વીકાર કરે છે. **વિષ્ણુ** ભગવાન ત્હેના માતાપિતાને જાગ્રત કરે છે, સર્વે પ્રભુદર્શન કરી કૃતાર્થ થાય છે અને પૃથ્વીમાં સુપુત્રોની વૃષ્ટિ થાય એવી અંતિમ યાચના કરી **શ્રી પ્રભુચરણે** પ્રણિપાત કરે છે.

શશીને સૂર્ય જેવી પિતૃભક્તિને પતિભકિત;
પ્રકાશે છે પ્રબળ તેજે, જગતૂમાં બે મહાશકિત.



# પુંડલીક નાટકનાં-ગાયનો.



બાળાઓ— મંગળાચરણ.

શાંતિદાતા, સુખકારી મુરારી, મનહારી હરી વારી,
ન્યારી લીલા, અગમ નિગમ તારી, મંગલકારી,
મુરતી પ્યારી બલીહારી વારી—મનહારી.
ગાઉં ગાન ધ્યાન તમારૂં ધારી,
નવીન કૃતિને કર રસવાળી,
અખંડ આનંદ, જનના, મનમાં, ભરતું કરતું
ધરતા અવિચળપદધારી—શાન્તિ.

બાળાઓ— ૧

એ સાચે સાચા સત્સંગે પુરેપુરા પ્રસંગે,
જાગી જ્યોત જેના અંગે, અમૃત મેઘ વરસે છે.
પાપ તાપ પર તાપ્યા, તેને અખંડ આનંદ આપ્યા,
સંતોશીત શરણા વિના સંસારે સૌ તલસે છે. એ.
આગ લોહને ગાળે, સત સંગત પાપ પ્રજાળે,
સંતો સંગમાં જન બંકા ડંકા દઈ જગ વિલસે છે. એ.

સત્યયુગ— ૨

નાથ નિરંજન જન મન રંજન,
ભવભય ભંજન ખળદળ ગંજન.
પાલનહારા વિશ્વ વિજેતા—નાથ.
વિશાળ વિશ્વ વિહંગની, પાંખ ઉદયને અસ્ત;
તેને આધારે રહયાં, સૃષ્ટિ તત્વ સમસ્ત,
બ્રહ્મ અભંગી, વિશ્વ તરંગી,
સમજીને સંગી સત્યનો થા.—પાલન.

નારદ— ૩

માયામાં ભુલ્યા મોટા મોટા,
માનીને મીઠાં ઝાંઝવાંરે, રખડી.
માયામાં ભુલ્યા મોટા મોટા,
કરણી કરતારની ખોટી ઠરાવા ભાઈ,
ખટપટીયા ખેલ ખેલે ખોટા,
ધાર્યું ધણીનું થાતાં આંખો ઉઘડશે એની,
પુટે જ્યાં પાપના પરપોટા.—માનીને.
પાખંડી પરપંચી પુલ્યા ફરે છે ભાઈ,
છળથી હરી બેઠા છેટા,
રાજા રાવણુ જેણે નવે ગ્રહ નમાવ્યા એના.
હું પદથી હાથ પડયા હેઠા.—માનીને.

શાંતીરામ— ૪

હરી મારા આતમના આધાર,
હરી મારા હૃદય તણા શણગાર.—હરી.
મન મંદીરીયું પ્રેમે ઉજાળ્યું, પ્રેમના ઢાળું પાટ,
પ્રેમનાં નીર સીંચી ન્હવરાવું, બેસો બિછાવું પ્રેમ
ખાટ—હરી.
ચર્ચું ચંદન પ્રેમનાં, પુજું પ્રેમને ફુલ;
પ્રેમ તણાં ભોજન ધરૂં, અંતર પ્રેમ અતૂલ.
પ્રેમ પલંગે પ્રેમે પોઢાડું, પ્રેમે તળાસું પાય.-હરી.

જ્યેષ્ટારામ— ૫

હાય આવ્યો જમાનો શો ભારી,
રહ્યા એકે નહી બ્રહ્મચારી.
ગયો પ્હેલો જમાનો કયાં ચાલી,
હાય બાંધી મુઠી થઈ ખાલી.
હાય જોબન મદમાતી નવેલી.
હાય સૌકો બની જાતા બેલી.
ઐશ્વર્ય ધૈર્ય ધારી જો કામને ન બાળ્યો,
અધિક ધિઃક જીવ્યું અવતાર વ્યર્થ ગાળ્યો.
છે શૌર્ય સત્ય એ કે બ્રહ્મચર્ય પંથ પાળ્યો.

પડે તીરછી નજરના જ્યાં ભાલા,
બને કાળા મુછાળા છોગાળા.
ગયાં સળગી શકિતનાં સહુ મુળ,
હાય હાય ઘમ્યું સોનું થયું ધુળ.—હાય આવ્યો.

જયે. ગંગા. ગુ. જે— ૬

વાહ સુંદરતા કેવી કુદરત જોયા જેવી,
માનો અમારો પિતા આભાર
અરે વાહ વાહ વાહ—વાહ.
સસરાજી જુઓ આ કોમળ કળી,
બ્રહ્મચર્યની ધુન બધી ગઇ છે બળી,
કુળદીપકથી શોભે છે આ ઘરબાર—અરે વાહ.
ગાલોની છે ગુલાબી લાલી હોઠ મજેદાર,
પેટ ન ભરાય લેતાં ચુંબી વારંવાર,
જાઓ છેટા, વાહરે મારા બેટા,
સકળ પુન્ય ભેટયાં—અરે વાહ.

વિજયા— ૭

મ્હાંય ઝાલોરે, હરી વેળા વાળોરે,
પિતા જગપતી, આવી આફતો વિદારી,
મ્હારી મ્હાંય ઝાલોરે.

સત્યનો સાથી બધી સૃષ્ટી સંભાળે,
તનનાં દુ:ખોને એજ ટાળે—પિતા.
કણ કીડીને મણ હાથીને આપે,
પ્રાણ કોશીટાના પાળે—પિતા.
સુર સંભાળી જેણે અસુરોને માર્યા,
યુગે યુગે અવતારો ધારે—પિતા.

છોકરીઓ— ૮

હાં રંગભીના રસીલા.
પીઓ પીઓ પ્રેમ મદિરા,
રંગીલા જાગે જ્યોતી જીગર તણી.
પાન કરો રસ ઘેલા નટવર
અવનીમાં મધ એજ મનોહર લ્હેર આનંદ
તણી—હાં

પ્હેલી જામી જામની, બીજી નૌતમ નાર;
ત્રીજો પ્યાલો પ્રેમનો, પીઓ પ્રાણાધાર-રંગ.

ચંપા— ૯

હાંહાંરે મદભરી રસીલી નાર,
નગીના પ્યારા દાસી તણા શણગાર.
વદન શરમાળ, મદન સર માર—હાંહાંરે.

બાળી ઉમ્મર બાળું જોબન,
સ્હેજે સાજન અર્પું તનમન,
અંતરમાં પ્રકટયા ઉછાળા,
રતી રસ વાળા, હૃદય આધાર—હાંહાંરે.

ચંપા— ૧૦

શંખ શિરોમણી છેલ છબીલા જીવતા રહો ઝાઝા,
મદિરામાં મશગુલ બનેલા મનના મહારાજા,
બની હુરાયા માલ પરાયા પચાવવા જાતા,
ખમાં ખમાં કહી ગુણીકાનાં એઠાં જુઠાં ખાતા-શંખ
ઉણપ પછી છે શાની, ભેટો અર્પે મનમાની,
માની મને દીલજાની, નાજુક નખરે લલચાતા-શંખ.
પ્રાણ ઓવારી નાંખી વેશ્યા વચને વેચાતા,
પાંપણને પલકારે પાણી પાણી થઇ જાતા,
ખાય ખાસડાં પણ નાદાનો કંઇના શરમાતા—શંખ.

વિજયા— ૧૧

જગતના જાણભેદુઓ દલીલો સત્ય દર્શાવો,
મને ના ગમ પડે કાંઇ, કહો કંઇ ભેદના ભાવો.
તિમીરે છાય દ્યુતિની, શશી ના ધારે શીતળતા,
અધુરા, મધુરા, ઊરના, ઉભર,
લઘુતામાં પ્રભુતાની, અતી ઝાંખી તો બતલાવો-જગતના

પતીના ચર્ણે પત્નિની, વશીજો મુક્તિ શક્તિ તો
પતીને ઓધવા પત્નિ, કરે ના વ્યાજબી દાવો—જગતના
પ્રીતીપરનારીના સંગે, અચળ બંધાય જો પતિની.
સતીની, પછીથી, ગતીશી, બનતી,
તુટયું જો આભ તો ટકા તણો આધાર બતલાવો—જગતના

જયેષ્ટા }
જય }
૧૨

લાગે લ્હેર આનંદ કેરી,
બેટા તાડી પીલે તાડી પીલે ઝટ પી,
આવો સ્વાદ જડેના જગમાં,
દાદા એમ ? હા બેટા એમ—લાગે.
કાગ પીએતો હંસ બને છે, માનવ પણ મહાદેવ બનેછે
અહાહાહાહા શીછે લ્હેર, પ્રભુની પુરી મ્હેર,
વ્યાપ્યો રંગ આ રગ રગમાં—લાગે,
નેત્રો તણું આ નુર વધારે, બકરી પીએ તો સિંહ સંહારે,
નિચ ઉંચનો ભેદ ન ભાળે, બ્રહ્મચર્યનો ભાવ વધારે,
દાદા આમ ? હા બેટા લાભ—લાગે.

જેષ્ટા }
વાણીયણ }
૧૩

વાહ રંગીલી રસભીની નવેલી પ્યાલી પ્રીતીની પાઓ,
જા હરામી નીચકામી, રસીલી શાને રીસાઇ જાઓ—વાહ.

દુર અનાડી, થા ન ગાંડી,
પ્રેમદાન આપી લ્યો લ્હાવો, નકામી શીદ મુને સતાવો.-વાહ.
વાડ ગળે જ્યાં ચીભડાં, ને પાણી મીનને ખાય;
જે વાવે તે ખાય બીજને એ કળીયુગનો ન્યાય.
પુત્રી પર કુદ્રષ્ટી ધારી, બ્રહ્મા પણ ભુલ્યા છે પ્યારી,
સાધુ થઇ સેતાન જણાયે. હાય.
માનીજા મદન રસ મીણી, રંગીલી રસ ભીની,
નકામી શીદ મુને સતાવો—વાહ.

ગંગારામ— ૧૪

બળીયાને અર્પે છે બે ભાગરે દુનિયા દિવાની.
શીતળ સુખડ શીરે આગરે " "
કંચન શીરે ઘણુ પડે, છરીથી ફળ છુંદાય;
યત્ને સિંચ્યું માખીએ, મધ મનુષ્યો ખાય,
પુજે સૌ કરડે તેવો નાગરે (૩) દુનિયા.
ધર્મ ધુરંધર ઢોંગી ગણાતા,
પાપી કુછંદી ફરે મદમાતા,
પોપટ કેદીને છુટા, કાગરે, [૩] દુનિયા.

છોકરીઓ— ૧૫

છોડે બલમા લગાયે દીલજાન,
ન જાઓ પડું પૈયાં સૈયાંરે.

સૈયાંરે મયઁ બાળી મયઁ ભોળી જો તેરે
સંગ હોલી,
મોરા તડપ તડપ જીયા જાય—ન જાઓ.
મેયઁતો છોટી ઉમરીયાંકી ભોલી,
પ્યારે બલમાને બાતોંમેં ઘોલી,
દેખો મુજકો અપનાય, બયઠે આંખેં ફીરાય
નિરદૈયાં, હરજૈયાં, દુખદૈયાંરી હાથ—છોડે.



# અંક ૨જો.



વિજય:— ૧૬

બતાવે કર્મ તું શા શા તમાશા,
આપી ન્યાયીને છેક નિરાશા.—બતાવે.
જળને સ્થાને સ્થળ તું કરે ને જડ ચૈતન્ય જણાય,
સબળ પુરાવા નિષ્ફળ થાતાં, જય જુઠાનો થાય.
સર્વે ઉંધા પડતા પાસા.—બતાવે.
ધાડ પડે ધર્મીને દ્વારે, અતિ બળીયા અમુંઝાય,
કુડ કુતિ ગતિ કર્મ તહારી પાર ન પામી શકાય.
ખોટી અનેરી ત્હારી આશા.—બતાવે.

વિજયા— ૧૭

શુદ્ધ પ્રેમ તણો પ્રતિબંધ ડગાવ્યો નહીં ડગેરે,
જે વાવ્યું હળાહળ ઝેર હૃદયમાં રગે રગેરે.
મધુરી નદીઓ ખળભળ કરતી,
સાગર સ્વામિને જઈ મળતી,
તરછોડે નવ પાછી ફરતી,
ખારી થઈ સાગરમાં ભળતી,
તેવો છે અવિરલ પ્રેમ ગણાતો જગે જગેરે—શુદ્ધ.

પુંડલીક— ૧૮

સ્વાર્થની યારી સઘળે નિહાળી,
થઇ ના થાનારી પ્રેમદા પ્યારી.—સ્વાર્થની.
જગ સર્વ દીઠું, વદે મુખે મીઠું,
ઉર માંહી ધારી પાળી રૂપાળી.—સ્વાર્થની.
દોસ્ત બને નહી દુઃખ તણા, સુખના સાથી થાય,
વસંતનાં વન પંખીડા ગ્રીષ્મે ઉડી જાય.—સ્વાર્થની.

ગંગા
યમુના
સરસ્વતી
૧૯

અતિ રમ્ય વિલાસ ભર્યું વન આ, સુર કિન્નરના સંતાપ હરે,
મધુ ગંધ સુવાસિત પૂષ્પ અરે, કયમ આજ નહિ રસ ભાવ ભરે.
પ્રજળે નભ તારક તેજ બળે, ઉતરે ઉલટાં અવની ઉપરે,
પશુ પક્ષિ તજી જયનાદ અને, કયમ આજ ઉંડાં ચિત્કાર કરે.
રવિ તેજ કલા નિસ્તેજ થઇ, પ્રભુતા પ્રભુની પલટાઇ ગઇ,
કલિ પુષ્પકને અલિ કોઇ જઇ, ચુસતા રસને નિર્ખાય નહીં.
નવ વાયુ પરાગ ધરી પીમળે, બધું શુષ્ક દીસે નત્ર નેત્ર ઠરે,
કયમ આ વપુને દૃઢ સ્વચ્છ પરે, અંધકારની છાય છવાઈ રહી.
અતિ ઘોર કુકર્મિ તણા કૃતથી, ગતિ ચૈતનની જડવત થતી,
ઝરણાં નદીને રસ સાગરની, ગતિ ઉજ્વલ તે કરમાઇ જતી.

વહે વાયુ શિળો નહી વિશ્વ દહે, તરૂ વૃક્ષો ન તાપ અમાપ સહે,
હશે જન્મ ધર્યો કોઇ દ્રોહીજને, ખરે પાપીની પાપ પ્રતિતી થતી.

ગ.–ય.–સ.— ૨૦

જીંદગાની ગુમાવી એળે તારી પાપી જીવડા,
તજી માતા પીતાની સેવા નિર્દય મનનારે
નિર્લજ થઈ નાચ્યો નારી નયણે નચાવીયોરે
શુદ્ધ સતીની પ્રીતિ ટાળી.—પાપી.
નાણું ખર્ચે ના સ્નેહી માબાપ સાંપડેરે,
કલ્પતરૂને નાખ્યું બાળી.—પાપી.
દયાતણું દુધ મુરખા ઢોળ્યું તેં ધુળમાંરે,
જનુનીને ફોકટ ભારે મારી.—પાપી.

ગંગા ગુણી— ૨૧

રસમય ઉર છલકાયે ભરેલું દિવાની જુવાનીનું,
વહી જાય જોબનીયું
કરમાય છે આ કોમળ ફુલડું.—રસ.
માળી વિના તરૂ વેલી સુકાય,
હૈયાના હાવ ભાવ હૈયે સમાય.
હવે હાય શું કરવું.
બદન, વદન, અગન થાય, ચરરરર ચિતડું ચિરાય.–દિવાની.

ગંગારામ—  ૨૨

ધિઃક પશુથી અધમ નર કામી,
આંખ છતે પણ અંધ ગણાતા,
બેલ સમા બદનામી—ધિઃક.
વાકય વિલાસ લણાં નિત્ય વદતા,
અકકલ ઓછી વચમાં વધતા,
છેક વિચાર વિવેક વિસરતા,
નિજ દુહિતા પણ નજરે પડતાં,
સ્હેજે બનતા સ્વામી—ધિઃક.
કામીનર નથી શું શું કરતા,
ભગવતને પણ એ છેતરતા,
સંગ ન કરતા રહેજો ડરતા,
દૈત્ય સમો ડર પામી—ધિઃક.

પુંડલીક—  ૨૩

કર્યાં નઠારાં કામ, તારો ધિઃક પડયો અવતાર,
પુંડલીક તારાં પાપથીરે, થયો જગમાં હાહાકાર.—કર્યાં.
વિષ ભરી વેશ્યાને વશ થઇ વ્હાલો કર્યો વ્યભિચાર,
ધુત્તિ ધન તન હીર હરીયું કીધો ફકીરી હાલ-પુંડલીક.
હીરા જાણી હૈયે રાખ્યો, હૃદય ઉઠયો અંગાર,
આકડાનું દુધ ઉજળું, પીધું રાખી પ્યાર.-પુંડલીક.

સ્વારથીને સ્નેહી માની, જુગતે રમ્યો જુગાર,
દીપક ઝાલી હાથે જાણી, પડયો કુવા મોઝાર.—પુંડલીક.

સુખારામ— ૨૪

અધિક સુખ આથી શું બીજું મનાય,
પ્યારી મારી બુલબુલનું બચ્ચું ગણાય—અધિક.
પુરાં હશે પુન્ય પરભવે કીધાં ભાર્યા સુશિલા તો
સદ્ભાગ્ય સીધાં.
ઘરવાળીના ગુણ ગાય, ગામ બધું-ઘરવાળીના-પ્યારી.
કાગડાની કોટે છે મોતીની માળા
રૂપાળી રાધાને શ્રીકૃષ્ણ કાળા,
પત્નિથી પતી પુજાય, મીઠાં ભેગાં ખાટાં બોરાં ખપી જાય
—પ્યારી.

જયે. ગં. સુ.— ૨૫

મને તું માફ કર શાણી, વચન પર ફેરવ્યું પાણી,
ખરે હું કુર છું આણી, ગુન્હેગારી અમારી છે.
લફંગા છો ઠગારા છો, ધુતારા આપ છો પુરા,
અધુરા લેશ ના ભાસો, હૃદય માંહી કટારી છે.
લફંગો છું ધુતારો છું, પરંતુ દાસ તારો છું,
જગતના પાપની ઉપર, અખત્યારી અમારી છે.
જણ્યા રાંડે રતન જેવા, ખરેખર બાપને બેટા,

લડે છે શીંગલા ઘેટા, ભયંકરતા થનારાં છે.
અમે મસ્તાન પંખીડા, અમે મ્હોબત તણા કીડા,
વડીલો પણ હતા એવા, કબુલત એ અમારી છે.
રૂપાળી જોડ છે જામી, ટળી બાપા થયા સ્વામી,
રહીના લેશ પણ ખામી, કહ્યા આ છેડ આરી છે.
ઇજારો તો નથી લીધો, રસીલી આજ નખરાનો,
હવે તલસાવના પ્યારી, વિરહની આ બિમારી છે.

વિજયા— ૨૬

પ્યારા પ્રિતમ પ્રાણ સ્નેહી, મનના માન્યા ક્યાં મળે,
આ પિયુ પિયુ રટતી બાળચકોરી, વન વન ઘેલી
થઇ ફરે.
મારા નાથ નગીના પરિમળ ભીના,
સુંદરીના શીરતાજ સલુણા—પ્રિતમ.
વ્હાલા થઇને શુ વિસારી, કાયા છાયા જુદી ધારી.
માયા મોહનજી શું ઉતારી, શાણા એશું રીતી સારી,
છું કિંકરી રજ પદની—પ્યારા.

વિજયા— ૨૭

ફૂલે ફળ ફરી ફળેરે, વિચારી વખત વાવણી કર્યે,
પાપથી ડરી ડરી ડગલાં ભર્યે.—ફૂળે.

પસ્તાવો પાતકને હરતો નિર્મળ બુદ્ધિ કરે,
પોતાના કરવાને પ્રભુજી ધરે કસોટી પરે,
પાપના પુંજ બધા પરજળે.—ફૂળે.
થયું થવાનું હવે થશે ના રૂદન કર્યે શું વળે,
ભુત ભૂલી વર્તમાન વિચારે ભવિષ્ય પણ સુધરે.
ભલું ભગવાન ભલાનું કરે.—ફળે.

શાંન્તિરામ— ૨૮

જ્યાં કુદરત સાધન સબળ ભાથું ત્યાં શું ભરવું શું ભરવું.
નિર્ભયને હોયે ના ડરવું
સંતોષીને શું સંઘરવું—જ્યાં.
વાદળ નિજ છાયે છાવરતું.
રવિ તેજ તિમિર સદા હરતું,
નદી ઝરણાં જળ અમૃત ઝરતું,
ફળ કંદ મુળે મન તૃપ્ત થતું,
પોષણ કુદરત સૌનું કરતું,
તજી અચળ સકળ સુખ અન્ય માગમાં ઊતરવું,
ઉતરવું-જ્યાં.

## અંક ૩ જો.



પું-શાં-વિ-ઉ— ૨૯

સાચું હરી સમરણ કર હર ઘડી,
શીર કાળ રહ્યો ગડગડી—સાચું.
કુંદન વરણી કોમળ કાયા. માંહે લોહી માંસ ભરાયાં,
જુઠી કાયા જુઠી માયા, મુરખા અંધ થઈ મોહાયા,
સદગુરૂ બુટ્ટી ન જડી—સાચું.
તન જોબન ધન વાદળ છાયા, નારી વિષય સુખ વાસુ વાયા.
એ સુખમાં સહુએ પસ્તાયા, રોયા કંઇ રાણા કંઇ રાયા,
જમની ફોજું જયારે ચડી—સાચું.

જસે.— ૩૦

હાય હૈયામાં હોળી, રડું આંખો ચોળી;
ઓ હાય, અરરરરર જીવ જાય—હાય.
ઓ બેટા, ઠેક બેઠા, ભાઇબંધ છેટા—હાય.
પડે ટોળાથી વિખુટું ખચ્ચર,
મુકી એકલો ને ગયા સહુ ઉપર,

રહ્યો હું તો નહીં બ્હારે કે અંદર
હું તો લટકી રહ્યો હવે અધ્ધર
મળે મિત્ર કેરો સંગ, જામે રંગ, અંગે અંગ—હાય.

જયે. ના.— ૩૧

ચાલો જોશું જીગરને જીવ ખુશી ખુશી
દીલદાર, કરૂં પ્યાર,
અરે મુર્ખ ફુલણુ ફુલી જામા—ચાલો.
મદિરાની પ્યાલી ધરૂં કરમાં
(થશે ખમા ખમા અનુચરમાં)
વ્હા ધન્ય જનમ દુનિયામાં—ચાલો.

લક્ષ્મી સખીઓ— ૩૨

જરા ધીરે ધીરે શાણી ચાલ પ્યારી ચાલ,
હું તો ચપળા છું ચંચળ છે મારી જો ચાલ—જરા.
તારી પાસે દોડી, હરી આવે હાથ જોડી,
હુંથી વિશ્વપતીનો છે વૈભવ વિશાળ—જરા.
તું વિણુ શીવ ભોળે ડીલ ચોળ્યું ભસ્મ ગોળે,
બધી દુનિયા દિવાની બની ગઈ બેહાલ—
એમ હાં— જરા.

લક્ષ્મી— ૩૩

પ્રાણુને તનમન જીવન જાણી સહુ પુજે મને,
લક્ષ્મી નામ છે મારૂં જગ ભજે મને,
માયા નામ છે મારૂં જગ રટે મને—પ્રાણુ.
ભુલે છે ભાન સાનને ધ્યાનને જ્ઞાનને માનને,
મોહે અંજાઇ, લોભે લેવાઇ
રંક રાજા લાચારી ને ધારી પુજારી બને—પ્રાણુ.
કદરૂપા રૂપવંતને, દુર્ગુણી ગુણવાન;
અભણુ ભણે કંઇ ભાષણો, (હું) એવી પ્રતાપવાન—પ્રાણુ.

લક્ષ્મી, વિષ્ણુ— ૩૪

જાઓ કંઈ નગુણા સલુણા, સેવકના વ્હાલા,
અમને કંઇ, અડશો નહીં, નફ્ટા થઇ,
કળા છળબળથી ખળ ખટપટ ખરી કરી રીઝાવો નહીં-કંઈ.
સમજો કંઇ પ્રિય મનમાની, મુકી દયો માન ગુમાની,
કરો પ્રીતિ જેની માની, ઠગવિદ્યા આ ઠગવાની,
પ્યારી માનો પડું પગમાં, વિષ ભર્યું રગમાં દ્રગમાં-કંઇ.

વિષ્ણુ— ૩૫

સાચી ભક્તિ ધરી,
ધન્ય ધન્ય જગમાયા છોડી.—સાચી.

માત પિતા શિર સાટે સેવે,
પ્રીતિ પૂર્ણ કરી.—સાચી.
તું સમ ભકતો હૃદય બાંધ્યા,
કયમ જાઉં વિસરી.—સાચી.

પુંડલીક— ૩૬

આ જગ મૃગજળની આશ, સંસારી જીવ જોને,
અંતરમાં અંતે નિરાશ.—સંસારી જીવ જોને.
માયા ઉછંગ ધરી કુદાવે, ઘડી હસાવે ઘડી રડાવે,
તૃષ્ણા તણાવે જીવ ભાન ભૂલાવે,
કલેજામાં કાળાશરે.—આ.
ફળ મીઠાં તાજાં સુગંધી, દેહ પ્રસંગે બને દુર્ગંધી,
એ દુર્ગંધીથી તું બન્યો સબંધી,
નથી મીઠાસ સુવાસરે.—આ.

જયેષ્ટા— ૩૭

મન તેં કંઇ કંઈ કરતુક કીધાં,
સંત સમાગમ તજી સુગંધી દુર્ગંધે પગ દીધા,
પુન્યામૃતનું પાન તજીને, પ્યાલા વિષના પીધા.—મન તેં.
પાપી ધુળ કર્યો જન્મારો, કર કાળા કરી લીધા,
સુખ પણ એશે કાજું કીધું, ધરમ કરમને વિંધ્યાં.—મન તેં.

વિષ્ણુ— ૩૮

મારા હૃદય પ્રાણ, ભકત પરમ પ્યારા,
માનું મુકુટ શીર પલઘડી ન વિસારૂં.—મારા.
ભકતની આગળ નાચું નિરંતર,
દુઃખ પડે દોડી વિપદ વિદારૂં.—મારા.
ભકત દુઃખી તો હું દુઃખી, ભકત સુખમાં સુખ;
આઠે પહોર ઉજાગરે, રહું ભકત સન્મુખ.—મારા.

નારદ— ૩૯

સાચું સાચું હરી નામ સાચું રે,
રંગે રાચું રે, હું તો નાચું રે—સાચું.
હરી રામનામે પત્થર તાર્યા,
જન ન તરે કામ કાચું રે—સાચું.
ભજને ભવ તરશો, માયા શું કરશે,
રહેશે વિકાશી ઠાચું રે— સાચું.

»» પુત્રરત્ન ««

## પુંડલીક

નાટકનાં ગાયનો

સમાપ્ત.



## જાહેર ખબર.



નીચે લખેલાં પુસ્તકો શ્રી આર્ય નૈતિક નાટક સમાજનો જ્યાં મુકામ હોય ત્યાંથી મળશે. માટે જેઓ સાહેબને જોઇતાં તેઓએ રોકડી કીંમતથી મંગાવી લેવાં વી. પી. થી મોકલવ આવશે નહીં નોટપેડ કાગળો રાખવામાં આવશે નહીં.

| ચોપડીઓનાં નામ | | રૂ. આ. |
|---|---|---|
| ૧ વસુંધરા યાને બેધારી તલવાર નાટકના ગાયનો | | ૦—૨— |
| ૨ પુત્રરત્ન પુંડલીક | ,, | ૦—૨— |
| ૩ બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર | ,, | ૦—૨—૦ |
| ૪ સરોજની | ,, | ૦—૨—૦ |
| ૫ આર્ય વિજય | ,, | ૦—૨—૦ |
| ૬ અમર યોગીન્દ્ર | ,, | ૦—૨—૦ |
| ૭ બાદશાહી હીસ | ,, | ૦—૨—૦ |
| ૮ પ્રતાપી પ્રેમિલા ( ભાષણ સહીત.) | | ૦—૮—૦ |
| ૯ ચિતોડનો કરણ | ,, | ૦—૮—૦ |
| ૧૦ કામલતા | | ૦—૮—૦ |
| ૧૧ સત્યવાદી હરીશ્ચંદ્ર | ,, | ૦—૮—૦ |

માલેક,

**શ્રી આર્યનૈતિક નાટક સમાજ.**